

श्री गणेशाय नमः

મગધપતિ

# વીર જરાસંધ.

## નાટકનાં ગાયનો.



## શ્રી રમાકાન્ત નાટક સમાજ માટે


પ્રયોજક તથા પ્રકાશક.

અમૃતલાલ મહાદેવ ઓઝા. ( મોરબી )

લેખક

રામજીભાઈ નાગરજી મહેતા. ( વલસાડ )



આવૃત્તિ ૧ લી                                        પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૭ [સર્વ હકક પ્રકાશકને સ્વાધિન] સને ૧૯૨૧


---

મૂલ્ય ત્રણ આના.



શ્રીમદ્ વાવસદ્‌ગુરવે નમઃ

# મગધપતિ વીર જરાસંધ નાટકની પ્રવેશવાર ટુંક હકીકત.



આરંભમાં પ્રભુપ્રાર્થના. બાદ વિષ્ણુમુખે નાટ્યવસ્તુ સુચન.

પ્રવેશ ૧ લો—સ્થળ રણભૂમિ.

રણમાં વિદારેલાં વિરધ્વજનું મસ્તક હાથમાં લઇ ગર્વીષ્ઠ જરાસંધ વૃક્ષની ડાળે લટકાવવા જતાં સતિ ભદ્રશીલાએ આવી તેને અટકાવવો. પતિનો નાશ કરનાર જરાસંધ સાથે તકરાર. કુપિત વિરાંગના સતિનો અભિશાપ. જરાસંધનો ક્રોધ. ભદ્રશીલાનું તલવાર લઇ સામા થવું. ભદ્રશીલા તથા તેની પુત્રી સુમનમાળા કેદ. ટેબ્લો.

પ્રવેશ ૨ જો.—કોમીક.

યોવનમદમાં મલકાતી મંજરી પાસે સરોજનું આગમન. પ્યાર વિનોદ. પ્રણયના આવવાથી બન્નેનું ગભરાવું. સરોજની બ્હેન પ્રમીલાને ભણાવવા જવાની મંજરીદ્વારા પ્રણયે સંમતિ માંગી લેવી. બાદ મંજરીના ભણી મધુકરને આવતો જોઇ સર્વેનું ગભરાવું. સરોજને સ્ત્રી બનાવી દળવા બેસાડવો. મંજરીનુ પસાર થઈ જવું. મધુકરનું અજાણી દળવા આવેલી સ્ત્રી ઉપર મોહીત થવું.

પ્રવેશ ૩જો—જરાસંધનો દરબાર.

પોતાના મનથી ચક્રવર્તિ થયેલા જરાસંધના દરબારમાં કેદી હાલતમાં ભદ્રશિલા તથા સુમનમાળાને હાજર કરવા. ભદ્રસીલાને પોતાની દાસી બનાવવાનું તથા સુમનમાળાને પુત્ર કર્ણસીંહને લગ્નસંબંધથી જોડાવવાનું ફર્માન કરવું. ભદ્રશીલા તથા સુમનમાળાનો તિરસ્કાર. જરાસંધનો કોપ. સહદેવ તથા યમુનાદેવીનું વચમાં પડી શાન્તવન કરવું. જરાસંધે બન્નેનું અપમાન કરી ભદ્રશીલાનો શિરચ્છેદ કરવા જતાં તથા સુમનમાળાનો કર્ણસીંહ સાથે જોરજુલમથી હસ્તમેળાપ કરવા જતાં, ધર્મોદ્ધારક શ્રીકૃષ્ણનું વ્હારે આવી પહોંચવું. સુમનમાળા-સહદેવનો હસ્તમેળાપ. ભદ્રશીલાનો છુટકારો. ક્રુદ્ધબનેલા જરાસંધનું કૃષ્ણ ઉપર આક્રમણ. યાદવસૈન્ય સહિત બલભદ્રનું આવી પહોંચવું. યુક્તિથી છટકી જવું—ટબ્લો.

પ્રવેશ ૪થો— કોમીક.

પ્રમિલાને ભણાવવા જતા પ્રણયનો તેની સાથે પ્રેમવિનોદ. સરોજનું ગુપ્તરીતે આવી પ્રેમનાટક જોઇ મંજરીને ચેતાવવા જવું.

પ્રવેશ ૫ મો.—સહદેવનો વિલાસોદ્યાન.

સહચરી સાથ સુમનમાળાનો આનંદવિનોદ. સહદેવને આવતો જોઈ સખીઓનું વિદાય થવું. સુમનમાળાનું શરમાવું.

પ્રેમીયુગલનો પવિત્ર પ્રેમપ્રલાપ. સુમનમાળાનું હરણ કરવા કર્ણસીંહના આગમનની સરોજે આવી ખબર આપવી. સુમનમાળા તથા તથા સહદેવનું ગુપ્ત સ્થાનમાં ચાલ્યા જવું. સુમનમાળાની જગ્યાયે સ્ત્રી બની સરોજનું બેસી રહેવું. સીપાઈ સાથે કર્ણસીંહનું આવવું. બળાત્કારથી હરણ કરતાં જતાં સરોજનું મુળ સ્વરૂપમાં પ્રકટ થવું. કર્ણદેવનું લજ્જીત થઈ વેર વાળવાના નિશ્ચયથી પાછા ફરવું. ટેબ્લો.

પ્રવેશ ૬ઠો.—જરાસંધનો મહાલય.

શ્રીકૃષ્ણ ઉપર વેર લેવાની ધુનમા ઉશ્કેરાયેલા જરાસંધ પાસે કૃષ્ણના હાથથી વધ થયેલા પોતાના પતિ કંસ રાજના શોકથી વ્યાકુળ બનેલી અસ્તી તથા પ્રાપ્તીનું આવવું બળતામાં ઘી હોમાવું. કંસરાયનું વેર લેવા મથુરા ઉપર ચડાઈ કરવાની તૈયારી. શ્રીકૃષ્ણ સાથે વેર ન કરવા તથા તેને શરણે જવા યમુનાદેવીની જરાસંધને વિનતી. તેનો તિરસ્કાર કરી કર્ણદેવ સહિત જરાસંધનું મથુરાં ઉપર આક્રમણ. યમુનાદેવીએ નાના પુત્ર સહદેવને પોતાના પતિનો નાશ ન કરે તેટલા માટે વિનતી કરવા કૃષ્ણ પાસે મોકલવો.

પ્રવેશ ૭મો.—કોમીક.

પ્રણય પ્રમિલાની પ્રેમચેષ્ટા, મંજરીનો પોશાક પ્હેરી

સરોજ પાસે મધુકરનું આવવું. સરોજે ચેતી જઈ તેને આધાર ઓરડામાં પુરવો. બાદ આશક માશુકનો આનંદ. બારણું તોડી મધુકરે આવી પ્રહારપુજા કરવી.

પ્રવેશ ૮ મો.—મથુરાંનું મેદાન.

જરાસંધના આક્રમણના શ્રીકૃષ્ણને સમાચાર મળવા. પોતાના દેશના બચાવ સાથે અહર્નિશ જાગૃત રહેતા શ્રી કૃષ્ણની પ્રતિઆક્રમણની તૈયારી. દાનવ સૈન્ય સહ જરાસંધનું આગમન. અરસપરસ વાગ્પ્રહાર. બાદ ભયંકર યુદ્ધ. જરાસંઘનો વધ કરવા જતા બલરામના હળમુશળથી બચાવ કરવા માટે સહદેવની શ્રીકૃષ્ણને વિનતિ. ટેબ્લો.

---

## અંક ૨ જો.

---

પ્રવેશ ૧ લો.—રાજભુવન.

શ્રીકૃષ્ણથી પરાજીત થયેલા જરાસંધની પોતાની મદદ માટે બોલાવેલા કાળયવન સાથે યુદ્ધમંત્રણાં. મથુરાં ઉપર પુનઃઆક્રમણની તૈયારી. હજીપણ શ્રી કૃષ્ણ સાથે સુલેહ કરવા યમુનાદેવીની પતિને સલાહ. તેનો અનાદર કરી, પુત્ર કર્ણદેવને પાછળથી નગરરક્ષા કરવાની સૂચના આપી, કાળયવન સાથે જરાસંધનું યુદ્ધાર્થે નીકળવું.

પ્રવેશ ૨ જો.—કોમીક.

ચોદમું રત્ન ચખાડવાથી સુધરી ગયેલી મંજરી પાસે વેશ બદલી સરોજનું નોકર થઈ રહેવું. પ્રણયને મળવા આવેલી પ્રમિલા ઉપર મધુકરનું આશક પડવું. બાદ પ્રણયની યુક્તિથી મધુકરનુ શરમાઈ ચાલ્યા જવું. નોકરના રૂપમાં રહેલા સરોજનું મંજરીને લઈ બહારગામ ઉપડી જવું.

પ્રવેશ ૩ જો.—કારાગૃહ.

મહાન્ નરયજ્ઞ માટે કેદ કરેલા રાજાઓ ઉપર કર્ણદેવનો કારાગૃહમાં જુલમ-અત્યાચાર. યમુનાદેવીનો પ્રતિકાર માતાપુત્ર વચ્ચે વાદવિવાદ. માતા ઉપર ગુસ્સે થઈ ક્રુરતાથી આંખો ફોડી નાંખવી.

પ્રવેશ ૪ થો.—સહદેવનો મહાલય.

સુમનમાળા તથા સહદેવનો આનંદ-વિનોદ. માતાની આંખો ફોડવાના સમાચાર મળવાથી સહદેવનું તેના રક્ષણ માટે જવું.

પ્રવેશ ૫ મો.—રાજમાર્ગ.

માતાને ગાડીયે જોડી, ગાડી ઉપર સવાર થયેલા કર્ણદેવનો માતા ઉપર ચાબુકોનો નિર્દય પ્રહાર. માતુ-રક્ષણ માટે સહદેવનું આવી પહોંચવું. બન્ને ભાઇયો વચ્ચે

તકરાર. યુદ્ધ. સહદેવને કપટથી પકડી તેના બન્ને હાથ કાપી ખાડામાં નખાવી દેવો. સુમનમાળાને કેદ કરવી. યમુનાદેવીનો વિલાપ.

પ્રવેશ ૬ઠ્ઠો—કોમીક.

મંજરીની શોધમાં નીકળેલા મધુકરનું પ્રણય-પ્રમિલાને મળવું. મંજરીને શોધવાની યુક્તિ રચવી. બાદ સરોજ-મંજરીનું આવવું. મધુકર-સરોજની મંજરી માટે લડાઇ. મધુકરને બનાવી બન્નેનું પસાર થવું. છેવટે પ્રણય, પ્રમિલા, તથા મધુકર ત્રણે મળી મંજરીને પાછી મેળવી લાવવા જવું

પ્રવેશ ૭મો.—ગંધમાદન પર્વત.

કાળયવન તથા કૃષ્ણનું યુદ્ધ. કૃષ્ણનો પરાજય તથા પલાયન. કાળયવનનું પુંઠળ પડવું. પર્વતની કંદરામાં ઘણાં સમયથી સુઈ રહેલા મુચકુંદની પાછળ કૃષ્ણનું છુપાઈ રહેવું. મુચકુંદને કૃષ્ણ જાણી કાળયવને લાત મારી જગાડવો. શ્રાપથી કાળયવનનું ભસ્મ થઇ જવું. શ્રીકૃષ્ણની કૃપાથી મુચકુંદનો ઉદ્ધાર. બાદ જરાસંધનું કૃષ્ણ ઉપર આક્રમણ. લડાઈ. કૃષ્ણનું નાશી છુટી પર્વત ઉપર ચડીજવું. જરાસંધે પર્વતને આગ લગાડવી. કૃષ્ણનો નાશ થયો જાણી જરાસંધનો આનંદ. કૃષ્ણનું ભયંકર આગમાંથી નાશી છુટવું. ટેબ્લો.

---

## અંક ૩ જો.

---

પ્રવેશ ૧લો—જેલખાનું.

જેલખાનામાં રીબાતી સુમનમાળા પાસે કર્ણદેવની પ્રેમની માગણી. તેની માંગણીનો અનાદર. બે ઘડીની મહેતલ આપી કર્ણદેવનું જવું. બાદ જેલની દિવાલ તોડી આવેલી નીમકહલાલ દાસી સરલા સાથે સુમનમાળાનું નાશી છુટવું. કર્ણદેવે આવી સુમનમાળાને ન જોવાથી ગુસ્સે થઇ તેની પુઠળ શોધમાં જવું.

પ્રવેશ ૨ જો.—ભયાનક અરણ્ય.

હાથ વીના દુઃખી કંગાલ થયેલા સહદેવનું કલ્પાંત. તેની શોધમાં ભટકતી સુમનમાળાનો મેળાપ. પતિની દુઃખી દશા જોઇ સતિનો કલ્પાંત. દુર્ભાગ્યે જંગલમાંથી ભયંકર અજગરે આવી તેને ગળવી. અશકત, નિઃસહાય સહદેવનું મુર્છીત થવું. અચાનક સુમનમાળાના શોધમાં નીકળેલા કર્ણદેવે સુમનમાળાને બચાવવી. તેને પોતાના અનુચરો માર્ફત રાજમહેલમાં મોકલાવવી. સહદેવની દુઃખી હાલતની મશ્કરી કરતાં કર્ણદેવ ઉપર ગોળીબ્હાર કરી સરલાયે ઠાર કરવો. જરાસંધ સાથે યુદ્ધ કરવા જતા ભિમ, અર્જુન તથા કૃષ્ણનું ત્યાંથી પસાર થવું. શ્રી કૃષ્ણની કૃપાથી

સહદેવને પુનઃ હાથની પ્રાપ્તિ. બાદ તેને સાથે લઇ મગધ દેશ તરફ પ્રયાણ.

પ્રવેશ ૩ જો.—જરાસંધનો મહાલય.

શ્રી કૃષ્ણને પર્વત ઉપર બળી ગયેલો જાણી જરાસંધનું ફુલાવું. બાદ કર્ણદેવના મરણ સમાચાર જાણી દીલગીર થવું. બાદ ભીમ, અર્જુન તથા શ્રી કૃષ્ણે બ્રાહ્મણ વેશે આવી જરાસંધ સાથે દ્વંદ્વયુદ્ધની માગણી કરવી. જરાસંધે કપટ પારખી જવું, તથા ભિમ સાથે દ્વંદ્વયુદ્ધનો સ્વીકાર.

પ્રવેશ ૪ થો.—કોમીક.

સરોજથી કંટાળેલી તથા દાગીના વેચી ભીખારણ બનેલી મંજરી પાસે સરોજે આવી ખાવાનું તૈયાર ન હોવાથી જુલમ ગુજારવો. તથા પૈસા ખુટયા હોવાથી સરોજનું ગામમાં ચોરી કરવા નીકળવું. ભોજનમાં ઝેર આપી સરોજને મારી નાંખવાનો મંજરીનો વિચાર. મંજરીની શોધમાં નીકળેલા પ્રણય, પ્રમિલા તથા મધુકરે કપટ જાણી લઈ સરોજને બચાવવો. મધુકરનું પ્રકટ થવું. મંજરી તથા સરોજે માફી માંગવી. બાદ બધાનું સુધરી જવું. પ્રણય-પ્રમિલાનો હસ્તમિલાપ.

પ્રવેશ ૫મો—મલ્લ અખાડો.

શ્રીકૃષ્ણની વિષ્ટિ લઈ સહદેવનું જરાસંધ પાસે આવવું. પિતાપુત્રનો વાદવિવાદ. જરાસંધ ન માનવાથી અંતે ભીમ

સાથે દ્વંદ્વયુદ્ધ. ભીમનો પરાજય. બાદ કૃષ્ણની યુક્તિથી પુનઃ યુદ્ધ. જરાસંધનો ભીમને હાથે વધ. યમુનાદેવીના પાતિવૃત્યથી દુષ્ટ પતિ તથા પુત્રનો ઉદ્ધાર. શ્રીકૃષ્ણની કૃપાથી યમુનાદેવીને પુનઃનેત્ર પ્રાપ્તી. જરાસંધે કેદ કરેલા નૃપતિઓનો કારાગૃહમાંથી ઉદ્ધાર. સહદેવને મગધદેશની ગાદીઉપર સ્થાપીત કરી તેને તથા સર્વ નૃપતિમંડળને પાંડવોને ત્યાં રાજસુયજ્ઞમાં પધારવાનું આમંત્રણ. શ્રીકૃષ્ણની મ્હેમાની. અંતિમ્ આનંદ.

ઇતિ શ્રી.



## મુખ્ય પાત્રો.

શ્રીકૃષ્ણ—શ્રીવિશ્નુ ભગવાનનો અંશાવતાર.
બળરામ—શ્રીકૃષ્ણના વડીલ ભાઈ.
જરાસંધ—મગધદેશનો નૃપતિ.
કર્ણદેવ—તેનો ક્રૂર પાટવી પુત્ર.
સહદેવ—જરાસંધનો નિતિમાન નાનોપુત્ર,સુમનમાળાનો પતિ
કાળયવન—કાબુલ ભૂપતિ.
મુચકુંદ—દેવોને સહાય કરનાર ભૂપતિ.
સરોજ—મંજરીનો આશક, પ્રમિલાનો ભાઇ, સહદેવનો મિત્ર
મધુકર—મંજરીનો ધણી, પ્રણયનો કાકો.
પ્રણય—મજકરનો ભત્રીજો, પ્રમિલાનો પ્રીત્રીપાત્ર.

---

## સ્ત્રી પાત્રો.

યમુનાદેવી—જરાસંધની પતિવૃતા સ્ત્રી.
ભદ્રશિલા—વિરદ્વજ ભૂપાળની સ્ત્રી, સુમનમાળાની માતા.
સુમનમાળા—ભદ્રશિલાની પુત્રી, સહદેવની પત્ની.
સહલા—સુમનમાળાની નીમકહલાલ દાસી.
મંજરી—મધુકરની સ્ત્રી, સરોજની માશુક.
પ્રમિલા—સરોજની બ્હેન. પ્રણયની પ્રેમપાત્ર.

તે સીવાય દાસ, દાસી, યાદવ સૈન્ય, યવન સૈન્ય, પાંડવો, કેદીરાજાઓ કંસની સ્ત્રીઓ, કંચનીઓ, વગેરે, વગેરે.

ૐ

॥ શ્રી ગણેશાય નમઃ ॥

# મગધપતિ વીર જરાસંઘ

# નાટકના ગાયનો.

## મંગળાચરણ.

દેવાંગ્નાઓ—

શ્રી ત્રાતા સુખના શાતા વિશ્વ વિધાતા
ક્ષાંતિ રક્ષક ગુણના જ્ઞાતા—શ્રી૦
તું અભેદ તું અછેદ વિવિધ વદે વેદ
આદી અનાદી તું અખંડ સત્ય ચિત્તને આનંદ
શાન્તિ દાતા ભ્રાંતિ ક્ષાતા—શ્રી૦

(૨)

દેવાંગ્નાઓ—

વ્હાલા ! વિશ્વના વિહારી ! સુખકારી કળા તારી ન્યારી ન્યારી
ધર્મપાલ તું ગોપાળ રક્ષણ કરે છે આ બ્રહ્માંડનું—વ્હાલા!
જ્યારે અધર્મીઓ ધર્મ સંહારે ત્યારે કરનારો વ્હાર
દંભી દાનવના દર્પ દલન કરી કરનારો ઠાર
કેશવ કિર્તારતું ! ભક્તિ આધાર તું ! તારી શક્તિ અપાર
—વ્હાલા!

( ૩ )

મંજરી—

રઢીયાળું મારૂં જોબનફુલ ! રસીક વિણ ખીલી ખીલી કરમાયે
મીઠું સુવાસીત મ્હેકી રહ્યું છે રે, પ્રેમી ભ્રમરને ન્હાય
—રસીક વિણ

અંગ અનંગથી લ્હેકી રહ્યું છે રે, કંચુકી કસ તુટી જાય રસીકવિણ
ચોળીના બંધ છુટી જાય રસીક વિણ !
—ખીલી ખીલી

( ૪ )

મંજરી--સરોજ—

પ્યારા પ્રેમે પધારો ઉમંગમાં
રમો રસીયાજી આજ રતી રંગમાં
પ્રીય પ્રેમની તું ખાણુ તું છો ચતુરસુજાણુ
જાવો શરમાવો ઠાલા મારો શું નયનબાણુ—પ્યારા
બ્હાલી આમ શું રીસાઇ, છણુકો તારો ના સ્હેવાય
શાને મંજરી શરમાય, હવે લાગું તને પાય

* * * *

આવો રસીયાજી ભેટો સુરંગમાં—પ્યારા

( ૫ )

મધુકર—સરોજ.—

તારી મારી જોડી તું ઘોડી હું ઘોડો છું ઉતરેલ ફ્રામનો
છુ મોંઘા દામનો અરબી ગામનો
સરોજ— જા જા તું શું મારે કામનો —તારી
જાણી તમારી આવી ઠગાઈ
મધુકર— રહેશે તું જોઇ આ ગુલફામનો —તારી
.... .... રીસાઓ શાણાં
સરોજ—ફાંકો વટાણાં, માનતો નથી આ ભુંડી રાંડનો--તારી

કંચનીઓ— ૬

ચાર ! તો જયું ગોયું ગોવારીઓ ચારે
સજો ડીયણે જંગલમેં ગુજારે (૨)-યાર.
ડાબે હાથસે નોજણુ વારે, આંચણુ સામું ન્યારે
આડયું ને આવયું સેડુ કઢેતો, ખીરકે પટતે હારે-યાર.
જલ જમુના જયે ચારે ગૌધન ચારે, ગોપીયું હારે હારે
હકડીરે ગોપી વીણાં વજાયતી, બઇ ઘુંઘટમઝા ન્યારે-યાર.

પ્રમિલા— ૭

છું લાડકી ને બોલકી હું ભણુતી ગણુતી નાર
શીખી ગઈ છું હવે તો ચોપડી બે ચાર —છું.

પ્રેમ કવીતા, પ્રેમ દુહાને,
પ્રેમ પાઠ મંત્ર જંત્ર તંત્ર ભણી આ વાર —છું.
પ્રેમી પ્રણયને પ્રેમ ઈસારે
બતાવી હાવભાવને કરૂં હું ઠાર —છું.

પ્રમિલા— ૮

પ્રીયતમ ! છોડોને શાને લ્યો મારો કેડલો
મનહર મેના પોપટજી હું છું ઘેલડો -પ્રીયતમ !
પ્રમિલા-જુઠી તમારી પ્રીતી, "પ્રણય"-શું પ્રીતીનીઆ રીતી,
હુ બાળીભોળી છું નાર, માનો દિલદાર,
હૈયાના હાર શાને શરમાવો ધુતારા મુકીદયો
મારો છેડલો-પ્રીયતમ !

સખીઓ— ૯

મનહરણી ! તું કૃષ્ણ કૃપાએ પરણી ન શરમાવ આવ આવ
સુમનમાળા—
પ્રીય બ્હેનો ! હવે કેડલો મારો છોડો ન સતાવ જાવ જાવ
સખી—પરણ્યા પહેલાં સરવરતીરે ભરવા ગઈતી પાણી
મારગમાં મોહનજી મળતાં હું તો બહુ શરમાણી-હવે
સખી—બાર વરસની હું બાળાને મળીયા કેશવ કાળા
મોઢામાં એક દાંત મળે નહિ કરવા બેઠા ચાળા-હવે

સખી—પરણી જ્યારે પ્રિયતમ સંગે મ્હેલે મ્હોરે રીસાણી
રાત પડીને આવ્યા રંગે રસીયાથી રંગાણી—હવે
સુમનમાળા—ચોરીમાં બેઠી પીયુ સંગે મનમાં બહુ મલકાણી
મંગળ સુત્ર નીરખીને સહીયર વાલમથી વેચાણી-હવે

સુમનબાળા— ૧૦

સખી ! મને છોડી જાઓના ! !

જોને સખી ! કોણ આવ્યું છે મારા બાગમાં ! !
સખી—યોવનના માળી, લુંટે ફુલવાડી, ખીલી કળી સારી,
જઇયે વારી વારી બલીહારી પ્યારી—કોણ
સુમન—કુસુમ કળીઓ જોઈ મનડુ હરખાય છે !
સહદેવ—.... .... ભમરો એ કળીયોને ચ્હાય છે !!
સખીયો—જોડી મળી છે કેવી મેના પોપટની બોલે શ્રી રામરામ
સુમન—.... .... .... ....બહેનો તમને પ્રણામ ! !
સહદેવ—.... .... .... જાઓ સુખેથી ધામ !-કોણ

સુમનમાળા— ૧૧

બાંધેલ પ્રીત નોભાવશો !!

સહદેવ— ઉર અંદેશો નવ લાવશો !!
સુમન—કાચા તારથી કીધી બંધન તોડીના તલસાવશો!
સહદેવ— હૃદય રાખુ તવ પ્રતિમા પ્યારી ! !
સુમન— જાઉં બલીહારી પ્રીયતમ પર વારી !
સહદેવ—ચાલો.... .... પ્રીય વ્હાલો .... .... બાંધેલ

યમુનાદેવી— . ૧૨

હુંપદ છોડો મતીલાઓ હુંપદ છોડો
ફોકટ ફાંફાં મારે શું, મૂર્ખ જનો —હુંપદ
મૃગજળ પીવા મીથ્યા શું જાઓ, લોહ ચૂર્ણ મદ શીદ પચાવો
આંખો છતાં અંધ ના બનોરે —હુંપદ
ચંદ્ર સુરજ સુરો પ્રભુ આધિન છે, પ્રત્યેક પ્રાણીઓની ગતિ દીન છે
તો પછી માનવ ના ભુલો રે —હુંપદ

પ્રણય ૧૩

વ્હાલી મારી શાણી શુશીલ ભાર્યા આજે
ખોલો ઘુંઘટનો પટ મારા સમ છે.
પ્રમિલા— પુંઠે વેરણ થઇને રાંડ એવી
મને દાખે શરમ મારા સમ છે
પ્રણય—ખીલી જુવાની તારી દેખુ અહોભાગ્ય મારા
પ્રમિલા—હજુ બહુ વાર ખીલવાને રહો દૂર ઠગારા
પ્રણય—ખીલી તું નવરંગ એવી ફુલડાંની વાડી જેવી
પ્રમિલા—છોડો મુજ બંગડી ફોડી, કંચુકી દોરી તોડી.
પ્રમિલા-થયાં મને૧૦વરસો પુરણ આજે બાર
પ્રણય-મારી વ્હાલી તો થા હવે તૈયાર
કહ્યું માનો, માનોને મારા સમ છે —વ્હાલી.

મધુકર— ૧૪

ઘરની વહુનો ફજેતો આ જોયા જેવો થાય

સરોજ—પોગળ ફુટયું સરોજનું અરરર હાય

મધુકર—વંઠલ નારી પતીની સત્યાનાશીને વ્હાય

મંજરી—ઓ સ્વામી મારા ભુલ થઇ મોટી લાગુ તમને પાય

મધુકર—આ નીકળી રાંડ કજાત. "પ્રણય"—થયો મોટો ઉત્પાત.

સરોજ—ભુલ્યો ભુલ્યો માબાપ 'મંજરી'—નહિ મારો સ્વામીનાથ

પ્રણય—હા હા હા.......હા હા હો.......હા હા હા....ઘરની

કંચનનીઓ— ૧૫

પહેલુંમે મેરે કયા કરૂં દીલબર તો નહિ હય

ગુલ સુરખ કહતે હય ગુલેજે બાતો નહિ હય

ઉડતા હય જ્હોત દુરસે ઘરપર મેરે દેખો

માશુકકે ઘરકા કોઇ ખબુતર તો નહિ હય —પહેલું.

સુનતા હું કે બીન દામસે મીલતા નહિ માશુક

આશક હું મગર પાસ મેરે ઝર નહિ હય—પહેલું

પહોંચા દીયા એક દમમે મુઝે અર્શે અય મૌલા

તુંસા જહાંમે કોઇ દીલબર તો નહિ હય—પહેલું

૧૬

પ્રણય—રામા રંગીલી તું આવજેરે તળાવ કાંઠે ઝુંપડી

નિશાની ધ્યાનમાં રાખજેરે ત્યાં છે લટકતી તુંબડી

પ્રમિલા— કાલે સવારના પોરે આવીશ હું,

ખાવાનું કાંઇ પણ સાથેલાવીશ હું
પ્રણય-- સંગે સ્વાદીષ્ટ દુધ લાવજેરે --તળાવ
સરોજ-કાંગીઆ બગ ની ધોળા કરવાનું, રાતી હોલીને ગાતા હોલાનુ
કામ તો મજાનું થાય છે રે--તળાવ

સરોજ-- ૧૭

ચાલો ચાલો મોહીની અહીંથી ઉપડીયે કોઈ ગામમાં
મંજરી-મ્હાલો મ્હાલો મોહનજી મારે ના રહેવું આ ધામમાં
બુઢ્ઢા ખચ્ચરની ધોળી દાઢીમાં ધુળ નાખું
કામ મજાનું ત્યારે થાય છે

.... .... .... ....

બીજે કોઈ ગામ જાશું! 'મંજરી'-ખાવાનું ત્યાં શું ખાશું?
સરોજ-ધંધો કરીશું કડકે બાજનો .... ....ચાલો

સુમનમાળા- ૧૮

હું તો જપું છું માળારે નાથ ચરણુની અનેકવાર
સેવા હરનીશ ચાહુ રે પતિ સેવા મમ મોક્ષદ્વાર
જીવન સતિસાર્થક સાધી પતિને પ્રભુસમ પુજવાથી
પતિને પુજે તે નારી શાણી જાણવી-હું તો
નિરર્થક કાઢે જે અબળા પોતાનો આ જન્મારો
તેવી કુલટાને દુર્ભાગી જાણવી--હું તો

સુમનમાળા—　　　　　　　૧૯

તમે છો નયન સલુણાં શ્યામ તમારા ચરણ પુજું પ્રાણ!
સહદેવ–વ્હાલી તું અંતરની આરામ હું તારા શા કરૂં વખાણ
સુમન–વખાણશો નહિ પગે પડું છું
સહદેવ—　　　　　–શાણી તને મુજ હૈયે જડું છું,
સુમન—હૈયે જડેલી સ્રીને સ્વામીનું સુખ છે સ્વર્ગ સમાન·
જગતમાં સ્રીઓ છે રત્નની ખાણ

સહદેવ—

જેના ઉદરથી પાકયા પરશુ વામન સમ સંતાન–તમારા
ભગવતી તુ મમ ભાગ્યમણી છો,

સુમન—　　　　એ મણીના તમે સાચા ધણી છો.
સહદેવ—જે ઘરમાં નારી સુઘડ તે નરનો સફળ અવતાર
સુમન—　　　　સ્ત્રીયોનો સ્વામી થકી ઉદ્ધાર
સહદેવ–શીયળવતીના દેવ તથા ગાંધર્વ કરે ગુણગાન–તમારા

યમુનાદેવી—　　　　　　૨૦

વ્હાલા! કૃષ્ણ મોરારી કુંજવિહારી! અબળાની વ્હારે આવોરે
મંજારીના બાળ આપે ઉગાર્યાં ભકતોની વ્હારે ધાઓરે
મારા સુંદર શ્યામ રાધાના રઢીયાળા–અબળા
દાસી યમુનાની અરજ સ્વીકારી, શરણે લ્યોને મોરારીરે
વ્હાલા ગરૂડે બેસીને વ્હેલા પધારો દુનીયામાં થાશેજી
હાંસીરે–વ્હાલા!

પ્રમિલા--                    ૨૧

રઢીયાળા અંતરમાં લાગ્યું પ્રેમબાણુ
તીક્ષ્ણુ તીરે ઘાયલ કીધી તેં ઉદયભાણુ
પ્રણય--છો ચીતની હરનારી તું શાણી સુજાણુ
આવો ભેટો હીયોને પ્રીત રીત લ્હાણુ--રઢીયાળા
પ્રમિલા--સુધાકર મારા છો આંખ્યોના તારા છો
પ્રણય-- પ્રિતિની પ્યાલીયો લુંટી લુંટાવો
પ્રમિલા-- વ્હાલીને ભેટી વ્હાલા સુખી થાવો
.... .... .... ....રઢીયાળા

શ્રીકૃષ્ણુ--                    ૨૨

સદા સત્ય ધર્મનુંપાલન કરવું એજ મારૂં કર્મ છે સુખદા
આ શરીરમાં રોમરોમે સ્વદેશસેવા વ્યાપતી
લોક દુઃખ વીદારવાને ઉરમાં છે હામ
કરે મુજ હાથે એ શુભ કામ--સદા

સુમનમાળા--                    ૨૩

ગતી અતી ન્તારી વીધી કળી ન શકાય તું અકળ અનુપ
ચઢી ફરે તુજ ઘડી ઘડી પલમાં જન પંખી ચગદાઇ જાય
તારો ભયંકર છે એ મહિમા, જેતા જીવ ગભરાય
દીનપર શું ક્રુર થાય--ગતી

૨૧

પંચાળી તારા સીતાએ સંકટ સહ્યાં ઘણુંય
તોપણ ટેક કદી ના તોડી ચ્હાય ગમે તે થાય
અંતે વિભુ વ્હારે ધાય—ચતી

૨૪

કોમીક પાત્રો—

આનંદ આનંદ વાધે અંગે, સંપે રહેવું ખાસ
જે આશક માશુક થાશે ઇશકને રસ્તે જાશે
ખત્તા ઘણાં તે ખાશે અંતે મુરખ પસ્તાશે
સ્નેહીને સ્નેહી મળ્યા, પ્રભી સહાયે ભળીઆ
મનના મનોરથ ફળીયા, હરદમના ફાંફાં ટળીયા.

## ઇતિશ્રી.



# જાહેર ખબર.

શ્રી રમાકાન્ત નાટક સમાજમાં ભજવાતાં નાટકોની ચોપડીઓ સમાજનો જ્યાં મુકામ હશે ત્યાંથી રોકડી કીમતે મળી શકશે.

| નાટકનું નામ | | | | | કીંમત. |
|---|---|---|---|---|---|
| રા. નવગ્રણુ નાટકના ગાયનો... | | | ... | ... | ...૦-૩-૦ |
| વીર છત્રસાલ | ,, | ,, ... | ... | ... | ...૦-૩-૦ |
| વીર જરાસંઘ | ,, | ,, ... | ... | ... | ...૦-૩-૦ |
| વામન-અવતાર | ,, | ,, ... | ... | ... | ...૦-૩-૦ |
| દેશભક્ત-દેવી | ,, | ,, ... | ... | ... | ...૦-૩-૦ |
| હવે પછી | | | | | |
| બુદ્ધ-અવતાર | ,, | ,, ... | ... | ... | ...૦-૩-૦ |
| સાવિત્રી-ચરિત્ર | ,, | ,, ... | ... | ... | ...૦-૩-૦ |
| અનસુયા-ચરિત્ર | ,, | ,, ... | ... | ... | ...૦-૩-૦ |
| એકલઅંગી | ,, | ,, ... | ... | ... | ...૦-૩-૦ |
| પ્રદ્યુમ્ન કુમાર | ,, | ,, ... | ... | ... | ...૦-૩-૦ |

માલેક

શ્રી રમાકાન્ત નાટક સમાજ.

---

મા. ચુનીલાલ અમીચંદના ધી જૈન એન્જીન પ્રિ. પ્રેસમાં
અમૃતલાલ જમીઅતરામ મહેતાએ છાપ્યું. ઠા. ખપાટીઆ ચકલા
સુરત અને અમૃતલાલ મહાદેવ ઇશ્વર આશારામ
ઓઝાએ પ્રસિદ્ધ કર્યું. કે૦ સુર્યપ્રકાશ થીએટર સુરત.